# ફારૂકે આઝમ

## એટલે

# ઉમર ખત્તાબ-જન્મચરિત્ર.

**વંશ**-ઇબ્રાહીમ પેગમબરના પુત્ર ઇસમાઇલના વંશમાંથી **કુરેશ** નામના કુટુંબના લોકો મક્કામાં રહેતા હતા, અને મક્કાના કાબામંદિરના પુજારીઓ હોવાનું માન એ કુટુંબના લોકોએ મેળવેલું હતું, તેમાં ૧ હાશમ, ૨ ઉમીઆ, ૩ નોફલ, ૪ અબદુદ્દાર, ૫ અસદ, ૬ તીમ, ૭ મખઝુમ, ૮ અદી, ૯ જમહ ૧૦ સહમ. આ દશ માણસો એવા નામાંકિત થયા કે તેમના નામથી જુદા જુદા કુટુંબોના જુદા જુદા નામો પડયાં, અને બેતુલ્લાના પુજારીઓ હોવાના કારણથી જે જે કારોબાર તેમને કરવા પડતા હતા તે તેમનામાં વેહેંચાઇ ગયા.

**અદી**-કુટુંબને બે કામો સોંપાએલા હતા. ૧ લવાદ એટલે બે કુટુંબોમાં જ્યારે કંઈ કલેશ કંકાસ ઉત્તપન્ન થાય તો તેમાં વચ્ચે પડીને નીવેડો કરવાનું કામ ૨ મુનાફરા એટલે બે કુટુંબોમાં શ્રેષ્ટ કીયો છે એ ઝગડાનો મુખ્ય ન્યાયાધીશ બનીને ફેસલો કરવો.

અદીનાં કુટુંબમાં **નફીલ** ઘણો લાયક અને પ્રવિણ પુરૂષ હતો જેણે મક્કાના રાજ્યના બે દાવાદારો હરબ-બિન ઉમીઆ અને અબદુલ મુતલબ બિનહાશમના મુકદમાનો ફેંસલો કરી અબદુલ મુ-

તલબના લાભમાં ફેંસલો આપ્યો હતો.

નફીલના બે દીકરા હતા ૧ ઉમર જેણે જોઇતી લાયકાત મે-ળવેલી હતી પરંતુ તેનો દીકરો ઝેદ નબુવતના પ્રકાશ પહેલાં મૂર્તિ પુજાનો ત્યાગ કરીને એક ખુદાનો માનનાર બની ગયો હતો.

**માતપિતા**-નફીલનો બીજો પુત્ર ખત્તાબ હતો અને તે વ-ખતના પ્રસિદ્ધ પુરૂષોમાં તે ગણાતો હતો. તે સફાના મુકામે રહેતો હતો, તેણે કેટલાક લગ્નો કર્યાં હતાં તેમાંથી તેનું એક લગ્ન મુગીરા મખઝુમીની પૌત્રી ખશમા સાથે થયું હતું. અને એ મખઝુમા લડાઇની વખતે કુરેશ કુટુંબનો મુખ્ય મેનેજર બનતો હતો, અને તેથીજ તેને **સાહેબુલઅઅના** કહેતા હતા.

**હિ**-સ૦ હિજરીથી કાંઇ ચાલીશ વર્ષ પુર્વે એવું બન્યું કે ખસમાના પેટે ખત્તાબના ઘરમા એક પુત્રનો જન્મ થયો, આ વ-ખતે માબાપને જે હર્ષ ઉપજ્યો તે આ ઉપરથીજ જણાય છે કે ઉમરબિન આસનું એવું કહેવું છે કે અમે કેટલાક માણસો એક જગ્યાએ બેઠા હતા કે ઓચિંતા એક અવાજ કાને સાંભળ્યો. પુછતાં માલુમ થયું કે ખત્તાબના ઘરમાં પુત્રનો જન્મ થયો છે.

**નામ તથા અટક**-ખત્તાબના એજ પુત્રનું નામ હઝરત ઉમર છે, તેમને નાનપણના લાડમાં અમીરા કહેતા હતા. મોટા થએથી આડનામ અબુલહફસ અને ફારૂક ખિતાબ મળ્યો. અને અમીરૂલ મો-મીનીનની પદ્દી મળી.

**જાત**-આ ઉપરથી જણાય છે કે[1] ઉમર કુરેશી. અદવી હતા, તેમનું પેઢીનામું આ પ્રમાણે છે. ૧ ઉમર ૨ ખત્તાબ ૩ નફીલ ૪ **અબ્દુલ અઝી ૫ રયાહ ૬ અબદુલ્લા ૭ કરત ૮. ઝરાહ ૯ અદી**

૧૦ કઅબ ૧૧ લવી ૧૨ કહર ( કુરેશ )

માની વંશાવળી આ પ્રમાણે છે ૧ ખઝમા ૨ હુશામ ૩ અ-બદુલ્લા, ૪ ઉમર, ૪ મખઝુમ ૬ યકઝા ૭ કઅબ ૮ લવે ૧૦ કહર ( કુરેશ )

**બાળપણું**-એમના પિતાએ એમને નાનપણામાં ઉંટો ચારવા ઉપર મુકયા હતા, પરંતુ ઘણીજ તંગી અને તિક્ષણતાથી એ કામ લેવાતું તે આ ઉપરથીજ જણાશે કે જે વખત એ ખલીફા થયા ત્યાર પછી કોઇ દહાડે મક્કાની પાસે આવેલા ઝેજનામના જંગલમાં એમનું જવાનું થયું તે વખતે એ બોલી ઉઠયા કે ઓ પ્રભુ એક તે પણ કાળ હતો કે હું નમદા ( ઘોડાની ડસ્લી )નું પેરણ પેહેરીને અહીં ઉંટ ચારતો હતો, બાપની મરજી વિરૂદ્ધ કંઇ કામ કરતો તો ઘણો કોપ થતો, થાકીને બેસી જતો તો માર ખાવો પડતો.

જવાની-એમણે જુવાન થઇ ને વંશાવળી વિદ્યા, મલવિદ્યા, વકતૃત્વ, યુદ્ધવિદ્યા, અને લેખક વિદ્યાકળામાં પ્રવિણતા મેળવી, એમાં વંશાવળી વિદ્યા તથા વકતાપણું તો એમના કુટુંબની વિદ્યાઓ હતી. એમના આબરૂદાર કુટુંબને એ બે વિદ્યાઓ સંપાદન કર્યા શિવાય છુટકોજ નોહોતો. કેમકે એ વિદ્યાઓ શિવાય મધ્યસ્થ થઇ પંચ-બની ફેંસલો કરવાનું કામ બની શકેજ નહીં. પહેલવાની તથા મલ-વિદ્યા પણ તે દહાડામાં ઉંચા હુન્નરોમાં ગણાતાં હતાં, મલવિદ્યા તથા કુસ્તી રમવાના કામમાં એ એટલા બધા પ્રવિણ હતા કે અકાઝ નામનો એક પ્રખ્યાત મેલો ભરાતો હતો તેમાં આબરૂદાર માણસોજ વર્ષે કુશતીઓ રમતા હતા તેમાં ઉમર સર્વે કરતાં ચઢીઆતી કુસ્તી એ રમતા હતા, યુદ્ધ વિદ્યાનો એક આ દાખલો બસ છે કે

દોડતા ઘોડા ઉપર ઉચકીને સ્વાર થઈ જતા ને એવી બેઠક જમાવતા કે જાણે વાહન અને સ્વારનું એકજ શરીર છે.

વંશાવળી વિદ્યા પોતાના પિતાથી સંપાદન કરી હતી, અને વાદવિવાદમાં પણ ઘણી સંપૂર્ણતા મેળવેલી હતી, એ ઉપરથી કુરેશ કુટુંબે એમને વંશપરંપરાનો કુલ મુખત્યારીનો હોદ્દો આપી દીધો હતો, અને ઝગડાઓના ફડચા કરવાને એ વારંવાર લવાદને મળતા.

**ધંધો**—તે વખતે પાલણપોષણ કરવાનું મોટું સાધન વહેપાર હતું, ઉમર પણ વેહેપારી ધંધામાં રોકાયા, ઇરાક શામ, તથા બીજા દેશોમાં જઇને વેહેપાર ચલાવતા, દેશાટણના અનુભવી લાભો પણ વેહેપારની સાથે સાથે આવ્યા, અને દિલ ઉપર જુદા દેશો રિતભાતો વગેરેનો પ્રકાશ પડ્યો, હિંમત ઉંચી પદ્વીએ પહોંચી, સ્વતંત્રતા સ્વાધીન થઈ, અને એજ કારણોથી પોતાના જાતભાઇઓ તથા આખા અરબસ્તાનમાં નામાંકિત પુરૂષ ગણાયા.

# ઇસલામનો ઉદય—અને અમીર ઉમર.

નબીએ કરીમને નબુવતનું કામ મળ્યું તે વખતે ઉમરની ઉમર એકવીશ વર્ષની હતી, અરબસ્તાનમાં જે લોકોના ભાગ્યમાં એ દોલતની પ્રાપ્તિ નોંધાઇ હતી તે લોકો ઇમાનદાર થયા. અમીર ઉમરના ખાનદાનમાંથી પણ કેટલાક લોકો મુસલમાન થયા હતા, તેઓમાંથી એક તો એમના પિત્રાઇ ભાઇ એક પ્રભુનેજ માનનાર ઝૈદના દીકરા સઇદ હતા, અને બીજી અમીરની બેહેન

ખત્તાબની દીકરી ફાતિમા નામની હતી તે સઇદની ધણીઆણી હતી, અને ત્રીજો પુરૂષ અબદુલ્લનો દીકરો નઇમ હતો તે સિવાય બીજા પણ કેટલાક લોકો હતા, પરંતુ છ વર્ષ સુધી માત્ર મુસલમાન થયા નહીં એટલુંજ નથી પણ જ્યાં બને ત્યાં મુસલમાનોને ડરાવી દુઃખ દેવામાં કંઇ કસર રાખી નોહોતી જેના ઉપર ફાવી જાય તેને મારી કુટીને અધમુઓ કરી નાંખતા. પોતે કહે છે કે એવો વખત હતો કે હું નબી સાહેબનો કટો શત્રુ હતો, તેની સાબીતીમાં હેઠળ લખેલો એક દાખલો બસ છે કે તેમના કુટુંબની એક લીના નામની દાસી મુસલમાન થઇ એવું સાંભળી તો પકડીને મારવા માંડી જ્યારે મારતાં મારતાં થાકી જતા તો તેને મુકી દેતા, અને કહેતા કે મેં તને હમણાં મુકી દીધી નથી હું થાકી ગયો છું તેથી વિશ્રામ લઉં છું. થોડીકવાર થોભીને ફરી તને મારીશ.

**દિલમાં ઇસલામી અસરની ઉત્પત્તી**—આ છ વર્ષમાં કદી કદી એવું પણ બન્યું છે કે ઇસલામની સારી અસર એમના મન ઉપર પેદા થઇ હતી, પોતે કહે છે કે એક વખત મેં નબી સાહેબને મસજિદે હરામ તરફ જતાં જોયા, તે વખત મારા મનમાં આવ્યું કે એમને અંદર જતાં થોભાવું ને મસજિદમાં જવા ન દઉં પરંતુ મારા ત્યાં પોહોચતાં પહેલાં તે સાહેબ મસજિદમાં દાખલ થઈ ગયા હતા અને અંદર જઇ ૨૯ મા સીપારામાં આવેલી સુરત અલહાક નીનો પાઠ કરવા લાગ્યા હતા. હું પાછળ ઉભો રહી મન દઇ સાંભળતો હતો અને અજબ થતો હતો, તે વખત મારા મનમાં આવ્યું કે પ્રભુની સાક્ષીએ કહું છું કે જેવી રીતે કુરેશના લોકો નબી સાહેબને કવિ કહે છે તે વાત તદ્દન ખોટી છે, જ્યારે પેગમબર સાહેબે

તે શ્લોકો કહ્યા કે જેમનો તરજુમો હેઠળ પ્રમાણે છે. "આ કુરાન બગર સંદેહે પ્રભુ વાણી છે, એક માનવંત દુત લાવેલો છે અને તે કોઇપણ કવિની રચેલી વાણી નથી, પરંતુ તમે લોકો તેને ઘણું જ થોડું માનો છો.

ત્યારે હું બોલી ઉઠયો કે ખરેખાત એમજ છે.

---

## અમીર ઉમરનું મુસલમાન થવું અને ઇસલામને પુષ્ટી.

---

**નબી સાહેબને મારી નાંખવાનું કાવતરૂં—ધર્મમાં ફેર** અને ચાલતા મત ઉપર અડચણના પથરા પડ્યાથી લોકોનાં મન ઉભરાઇ ગયાં હતાં, તે ઉપર મુસલમાનો મૂર્તિ અને મૂર્તિપુજકોની નિંદા કરવા લાગ્યા હતા, અને તે ઉપરાંત અમીરના કુટુંબમાંથી કેટલાક લોકો મુસલમાન થયા હતા, અને એવા લોકોને મારધાડ કરવાથી તથા દુઃખ દઇ હેરાન કરવાથી પણ તેઓ મૂકેલા ધર્મ તરફ આંખ ઉઠાવી જોતા પણ નોહોતા, તેમાં વધારો એ હતો કે હારસ કે જે હાશમનો પિત્રાઇ ભાઇ હતો તેનો પૌત્ર અને સગાઇમાં નબી સાહેબનો પીત્રાઇ કાકો હતો અને જેનું નામ અબુજેહેલ હતું તે ઇસલામી ધર્મનો કટ્ટો દુશમન હતો તેણે નબી સાહેબને મારી નાંખવાને વાસ્તે મોટું ઇનામ ઠરાવેલું હતું. આ સઘળી વાતોથી મજબુત થઇને અમીર ઉમર ઉપર એટલી અસર થઇ કે ગળામાં તલવારનો પટો નાંખી નબી સાહેબને ખોળવાને વાસ્તે નિકળ્યા, રસ્તામાં પેહેલાં તો નઇમ અબદુલ્લા મળ્યા જેમની વાતચિતથી અમીરને

નક્કી થયું કે એમણે પણ ઇસલામી ધર્મ ગ્રહણ કર્યું છે. તેમના ઉપર એમને ઘણી રીશ ચઢી તેમને જવાબ દીધો કે પેહેલાં બેહેન તથા બનેવીની તો ખબર લો તે પણ મુસલમાન થઇ ચુક્યા છે, એ સાંભળી બનેવી તથા બેહેનની ખબર લેવાને એમને ઘેર ગયા, તે પછી રસ્તામાં સઅદ બિન વિકાસથી ઝપાઝપી થઇ અને તલવાર બેઉનો ફેંસલો કરતી હતી તેટલામાં તેમણે પણ નઇમવાળીજ વાત કહી.

**બનેવીની સાથે લડાઇ**—એ વાતો સાંભળી રીશમાં લાલ ભભુકા બની બનેવીને ઘેર આવ્યા, ત્યાં ધણી ધણીઆણી બારણું વાસીને નબી સાહેબના અસહાબથી "તાહા"ની સુરત (અધ્યાય) શીખતા હતા તે થોડીકવાર બહાર ઉભા રહી તેમનું ભણવું સાંભળતા રહ્યા પછી બારણું ખટખટાવીને ધકેલ્યું, તેમણે કુરાનના પાના તથા નબી સાહેબને સંતાડી દીધા ને પછી બારણું ઉઘાડયું, તે અંદર પેસતાંજ બોલી ઉઠયા કે તમે મધુર કંઠે શું ભણતા હતા, બેહેને કહ્યું કે એમજ અમે સાધારણ વાતો કરતા હતા, તેમણે કહ્યું કે હું સાંભળી ચુકયો છું કે તમે બેઉ ધર્મભ્રષ્ટ થઇ ચુકયા છો, બેહેન છાની રહી તો અમીર બનેવીને મારવાને ઉઠયા. આ જોઇ બેહેન પોતાના સ્વામીને બચાવવાને વચ્ચે પડી તો તેને મારી મારીને લોહીલુહાણ ચકચુર કરી નાંખ્યા તેથી બેહેન બોલી ઉઠી કે "તમારા મનમાં આવે તેમ કરો પણ ઇસલામી પ્રકાશનો સિક્કો અમારા દીલ ઉપરથી કદી મટવાનો નથી.

**અમીરનું મુસલમાન થવું**—બેહેનનું ઉપર પ્રમાણે કહેવું એવું અસરકારક થઇ પડયું કે અમીરનો ગુસ્સો નરમ પડયો. બેહે-

નને લોહીલુહાણ જોઇને અમીરનું લોહી તપી ગયું. પછી બોલી ઉઠયા કે જે તમે પાઠ કરતા હતા તે મને ફરીથી ઉચ્ચારી સંભળાવો. તેમણે કુરાનનાં પાનાં કાઢી તેમની સામા મુકી દીધાં. તે વાંચતાં વાંચતાં " તાહા " અધ્યાય ( સુરત ) ના આ શ્લોક ઉપર પોહોચ્યા જેનો અર્થ હેઠળ પ્રમાણે છે—

જે કંઇ આકાશોમાં તથા પૃથ્વિ ઉપર છે તે તેનુંજ છે, અને જે કંઇ આકાશ તથા પૃથ્વીની વચ્ચે છે અને જે કંઇ પૃથ્વીના ગોળાના હેઠળ છે " એ સાંભળતાંજ બોલી ઉઠયા કે જેનો આ શબ્દ છે તેના શિવાય બીજો કોઇપણ પુજાપાત્ર નથી-અને પછી જ્યારે આ શ્લોક ઉપર પોહોચ્યા કે જેનો અર્થ હેઠળ પ્રમાણે છે ત્યારે પ્રભુને સાક્ષી મુકીને કસમો પઢી ઉઠયા તે શ્લોકનો અર્થ એ છે--"જો તું ( એ સાંભળનાર ) મોટેથી વાત કરે તો ( તે તારા પોકારનો માગણ નથી કેમકે ) તે ધીમી અને પોકારની વાતો જાણે છે ( તેજ ) અલ્લાહ ( છે ) તેના શિવાય કોઇ ( અને ) પુજા પાત્ર નથી. સારા નામો તેનાંજ છે. "

બીજી રીતે નોધાયુ છે કે કુરાનનું પાનું ઉઘાડતાંજ (અધ્યાય) હદીદ નિકળ્યો, પરંતુ એવું બની શકે તેમ છે કે બેઉ સુરતો જોવાઈ હશે. થોડુંક પેહેલીમાંથી થોડુંક બીજીમાંથી વાંચ્યું હશે. હદીદ અધ્યાયનો પ્રારંભ આ પ્રમાણે છે, જે ( સરજના ) આકાશ તથા પૃથ્વીમાં છે તે પ્રભુ ગુણ ગાય છે અને તેની પવિત્રતા ભજે છે તે સર્વ શકિતવાન તથા સર્વ યુકિતવાન છે. એથી મન ઉપર અસર બેસી ગઇ. જયારે આ શ્લોક ઉપર પોહોંચ્યા તેનો તરજુમો આ પ્રમાણે છે. " અલ્લાહ ( પ્રભુ ) અને તેના રસુલ ઉપર ઇમાન

લાવો. તે વખત એકદમથી પોકારી ઉઠયા કે "હું પ્રભુ સાક્ષીએ કહું છું કે, એક પ્રભુ શિવાય બીજો પ્રભુ નથી અને મુહમદ પ્રભુના પેગમબર છે."

**નબી સાહેબની સેવામાં હાજર થવું**—આ ઉપરથી એમના બનેવી બહાર આવ્યા અને મુબારકબાદી આપી કે અરે ઉમર તમારૂં કલ્યાણ થજો. નબીસાહેબે તમારા મુસલમાન થવાની અથવા અબુજેહેલના મુસલમાન થવાની દુઆ માગી હતી પ્રભુએ તમારા વાસ્તે કબુલ કરી છે, તે ઉપરથી અમીરે કહ્યું કે મને નબીસાહેબની સેવામાં લઇ ચાલો આ ઉપરથી તે અમીરને સફા પર્વતની તલેટીમાં આવેલું અરકમનું ધામ હતું ત્યાં નબીસાહેબ હતા તે ઠેકાણે લઇ ગયા. અરકમનું બારણું ઠોકયું. તે વખતે અમીર હથીઆરબંધ હતા તે જોઇ પાસે બેઠેલા સોબતીઓ ગભરાઇ ગયા. અમીર હમઝાએ કહયું કે બારણું ઉઘાડી દો જો દોસ્તીથી આવ્યો છે તો ઠીક છે નહીતો તેનીજ તલવારથી તેનું માથું તેના ધડથી જુદું થઇ જશે. બારણું ઉઘડતાંજ અમીરના પગ મુકતાં પહેલાં નબીસાહેબ આગળ વધ્યા. અને ઉમરના ખાંધા ઉપર હાથ મુકીને ફરમાવવા લાગ્યા કે ઉમર શા મનસુબાથી આવ્યા છો ? ઉમરે ઘણી નમ્રતાથી અરજ કરી કે "મુસલમાન થવાને વાસ્તે" એ સાંભળી મુસલમાનોએ એવા મોટા પોકારથી "અલ્લા હો અકબર" (પ્રભુ મોટા) નો ઘોંઘાટ કર્યો કે મક્કાની સઘળી ડુંગરીઓ ગાજી ગઇ.

## ઇસલામને પુષ્ટી.

આ વખતે સને નબુવતનું છઠું વરસ હતું અને એ છ વર્ષ-

માં ચાલીસ પચાસ માણસો મુસલમાન થયા હતા, અને તે પણ ગુપ્ત રિતે મુસલમાની ધર્મ પાળતા હતા. નિમાજની ભકિત છાનીમાની કરતા હતા પરંતુ નબીસાહેબની સેવામાં હાજર રહીને બોધ લઇ ધર્મ શીખતા હતા. ઉમર સતાવીશ વર્શની ઉમરે મુસલમાન થયા. મુસલમાન થતાંજ અરજ કરી કે "શું અમે હક ઉપર નથી– જવાબ મળ્યો કે અમે ખરા હકધર્મ ઉપર છીએ; અરજ કરી કે હક છાનું શું કરવાને રહે– **મને પસંદ નથી કે જુઠા પ્રભુઓની સેવા ઉઘાડી રિતે થાય અને ખરા ધર્મના પવિત્ર જગત કરતાની ભકિત ગુપ્ત રિતે થાય**– આ ઉપરથી સઘળા મુસલમાનો અરકમના ઘરથી નિકળ્યા અને આવી ગોઠવણથી કાબાના મંદિર તરફ ચાલ્યા.

નબીસાહેબના જમણા હાથ ઉપર સીદ્દીક અકબર અને ડાબા હાથ ઉપર મહા યોદ્ધા અમીર હમઝા કે જે થોડા દિવસથી મુસલમાન થયા હતા અને બળવંતાઓમાં પ્રખ્યાત હતા. આ સર્વની સનમુખે મવલાઅલી અને તેમની પણ આગળ અમીર ઉમર ચાલતા હતા એમના ગળામાં તલવાર ઝુમી રહી હતી. મક્કા વાસીઓ આ જોઇને દંગ રહી ગયા, તેમાંથી કોઇએ આગળ વધીને પુછ્યું કે આ શું છે તે વખતે અમારે કલમો પઢ્યો અને કહ્યું કે હું મુસલમાન થઇ ખરા વિસ્વપતિ પ્રભુનો થઇ ગયો છું તમારામાંથી કોઇ માણુસ કંઇપણ ગેર વર્તણુંકથી ચાલશે તો આ તલવાર તેનું માથું તેના શરીરથી જુદું કરી નાંખશે. ટુંકમાં નબી સાહેબે સર્વ સંઘાતે કાબાના મંદીરમાં જઇને નિમાજ પઢી.

અમીર ઉમર તથા અમીર હમઝા બેઉ બળવંત તથા

મહા યુદ્ધાઓ હતા. કુરેશ કુળના લોકો ઉપર તેમની ધાક બેસતી હતી તેથી એ બેઉના મુસલમાન થયાથી ઇસલામ તથા મુસલમાનોમાં બળ તથા આબરૂ અને માન તથા હીમત વધી ગઇ. પરંતુ એજ બનાવ બનવાથી મક્કાઇ લોકો સારી પેઠે બળી ઉઠયા, અને ક્રોધાયમાન થઇ ગયા, અમીર ઉમરે પોતાના મુસલમાન થવાનો ખબર નિર્ભયપણે એક એકના કાનમાં ફુંકી તેથી પણ તેઓ વધારે બળાપો કરવા લાગ્યા. જેમકે શરૂઆતમાં લોકો તે ગામની ટોળી બની એમને ઘેર આવતા અને પોકારીને કહેતા કે ઉમર અધર્મી થઇ ગયો, કોઇ કોઇ વખતે ગલી કુંચીમાં મળી ચેષ્ટા કરીને વાતો કરતા, અને મેણા મારતા, ઉમર શરીરમાં પુષ્ટ ઉંચા, બળવાન તથા બહાદુર હતા, તેમ છતાં સ્વભાવે પણ ગુસ્સાવાળા હતા, કોઇની વાત સહન કરી શકતા નોહોતા, લડવા ભીડવા ઉપર તૈયાર થઇ જતા હતા, એક વખત તો એવી લડાઇ થઇ કે કેટલાકને ઉમરે માર્યા અને કેટલાક લોકોએ ઉમરને ઠોકયા. છેવટે આસબિનવાઇલે પોતાની પક્ષ ઉમરને લઇ લીધાં તેથી દરરોજના ઝઘડાઓનો અંત આવ્યો.

**ફારૂક ખિતાબ**—ઉમરના મુસલમાન થયા પછી મુસલમાનોને પોતાના ઇમાનને છુપાવવાની જરૂર રહી નોહોતી. મુસલમાનો ખુલમખુલ્લા ઉઘાડી રીતે ભક્તિ કરવા લાગ્યા, જ્યારે ધારતા ત્યારે કાબાના મંદીરમાં નિમાજ પઢતા, કઇપણ હીલો હરકત કરનાર કોઇ નોહોતો. ખરૂં જોતાં અમીર ઉમરના મુસલમાન થયા પછી ખારા ખોટાનું અંતર પડી ગયું તેથીજ નબી સાહેબે અમીર ઉમરને ફારૂક એટલે જુદા પાડનાર ખિતાબ આપ્યો.

આ પછી એક બીજી વારે પણ નબી સાહેબે અમીર ઉમરને ફારૂક ખિતાબ આપ્યો તે આવી રીતે છે કે એક યાહુદી તથા એક મુસલમાનની વચ્ચે કંઇ ઝઘડો હતો બેઉએ એકમત થઇને નબી સાહેબને લવાદ ઠરાવ્યા, નબી સાહેબે પુરાવો લેઇને યાહુદીના લાભમાં ફેંસલો કર્યો, પરંતુ એથી મુસલમાનને સંતોષી થયો નહી તેથી બેઉ અમીર ઉમરની સેવામાં આવ્યા. મુકદ્દમાની કેફીઅત અને પેહેલાના ફેંસલા ઉપરની નારાજી કહી સંભળાવી અમીરે કહ્યું જરા થોભો હું હમણાંજ ફેંસલો કરી આપું છું તે પછી ઘરમાંથી તલવાર લાવી એકજ ઘામાં મુસલમાનનું માથું કાપી નાંખ્યું અને મોઢેથી પોકારી ઉઠયા કે "પ્રભુ અને તેના પ્રતિનિધી નબીના ફેંસલાથી જે નાખુશી થાય તેની એજ શિક્ષા છે.

---

## હિજરત-એટલે દેશત્યાગ.



અમીર ઉમરના મુસલમાન થયા પછી ચોથે વર્ષે નબીસાહેબના કાકા અબુતાલિબ અને નબી સાહેબની બીબી હજરત ખદીજાએ આ દુન્યાનો ત્યાગ કર્યો હતો. આ બે બનાવો મુસલમાનોને ઘણા દુઃખદાયક થઇ પડયા હતા, અને મુસલમાનોની કેડ ભાગી ગઇ હતી, મક્કી લોકોએ ગરીબ મુસલમાનો ઉપર અતિશય કેર કર્યા હતા, અને સારા આબરૂદાર મુસલમાનો પણ મક્કામાં રહેવાથી લાચાર થઇ ભય ભરેલી ભોંય મક્કાને ગણવા લાગ્યા હતા, મદીના વસ્તીના કેટલાક આબરૂદાર લોકોના મુસલમાન થવાથી નબી સાહેબે હુકમ કર્યો કે જેઓ હાલે તે મક્કાનો ત્યાગ કરીને મદીને જઇ વસે

ત્યાં નિરાંત અને સુખશાંતે દહાડા કપાશે, આ આજ્ઞા ઉપરથી મક્કાના મુસલમાનો બીકને લીધે છાનામાના મદીને નાસવા લાગ્યા.

**ઉમરનો દેશ ત્યાગ**—નબુવતના તેરમે વર્ષે (હિજરી પેહેલા વર્ષે) અમીર ઉમર પોતાના વીસ કુટુંબીઓ સહીત મદીના તરફ નિકળી આવ્યા. એ વીસ માણસોમાંથી કેટલાક થડના સગા તથા કેટલાક મિત્રો હતા, ઉમરનું મક્કેથી નિકળવું છાનુંમાનું નોહોતું, કેડે તલવાર લટકાવી ખભા ઉપર કમાન સજાવી કોટમાં તીરકસ એટલે તીરોની થેલી ધાલી હાથે ભાલો ઝાલી બેતુલ્લામાં આવ્યા અને નિરાંતે સાત વખત પ્રદક્ષિણા કરી અને પુરા સંતોષથી ઇબ્રાહીમ ધામમાં નિમાજનો એક દુગાનો અદા કર્યો પછી ભાષણ કર્યુંકે **તે લોકોનું કલ્યાણ કદી ન થજો કે પથરાના કકડાને પ્રભુ માને છે.** આ વખતે ઘણા મક્કી લોકો મુર્તિ પુજકો ત્યાં હાજર હતા તેમની તરફ જોઇને કહ્યું કે "જે કોઇ પોતાના પુત્રને નબાપો તથા પોતાની ધણીઆણીને વિધવા કરવાને ધારતો હોય તે મારી કેડે આવે" આ સાંભળી કોઇની હિમ્મત ન થઇ કે એમને રોકી શકે અથવા રસ્તામાં જઇ એમની સાથે કંઈ બખેડો કરે અમીર ખેમ કુશળતાથી પોતાના સોબતીઓ સહિત મદીના નગરમાં જઇ પોહોંચ્યા, ત્યાં જઈ પોતાનો સમાશન થાય એવી જગ્યાઓ જોવામાં ન આવેથી મદીના નગરથી ત્રણ કોસને અંતરે કબા એટલે અવાલી મુકામે રફાઆબિન અબદુલ મનઝેરને ત્યાં જઇ વસ્યા.

---

# નબીસાહેબની રૂબરૂમાં બજાવેલી સેવાઓ.

નબીસાહેબની રૂબરૂ મદીનામાં જે સેવાઓ અમીર ઉમરે બજાવેલી તેની ટુંકમાં નોંધ હેઠળ પ્રમાણે છેઃ—

**મુસલમાનોની પેહેલી મસજીદ**—સર્વથી પેહેલી મુસલમાનોની મસજીદ કુબામાં છે તે અમીરે બનવરાવી અને પોતાના હાથે મજુરો પ્રમાણે માટી, ગાર તથા પથ્થરા ઉચક્યા હતા.

**ભાઇચારા બંધન**—નબીસાહેબે દેશ ત્યાગી ત્યાં દેશીઓ વચ્ચે ભાઇચારો કાયમ કર્યો હતો તેથી અમીર ઉમરનો ભાઇ બની સાલમના સરદાર ઉતબાન બિન માલિકને ઠરાવવામાં આવ્યો તેથી એક દિવસ તે તથા એક દિવસ અમીર વારા ફરતી નબી સભામાં હાજર થતાં, ત્યાગીઓમાં પણ પોતપોતામાં ભાઇબંધી કરાવવામાં આવી હતી તે પ્રસંગે હજરત અબુબકર સિદીકને ભાઇ ઠરાવવામાં આવ્યા હતા,

**બદરની લડાઈ**—મક્કાના શત્રુઓની સમુંદ્રમાર્ગે મદીના ઉપર ચઢાઇ સને ર હિજરીમાં થઇ. એ ચઢાઇની ખબર સાંભળી મદીના નગરના મુસલમાનો તેમની સામા થવા રવાને થયા, અને મદીનાથી છ ગાઉ ઉપર આવેલી બદર નામની વસ્તી આગળ મુકામ થયો. આ વખતે મુસલમાનોના મત લડવાને પાછા ખસતાં હતાં અમીર ઉમરે સર્વને એકમત કરી હિમ્મત આપી કે મક્કાના કુરેશી કુટુંબના ધર્મ શતરૂઓ લડવાનેજ આવેલા છે તેથી અમારે પણ તેમની સાથે લડાઇ કર્યા વિના છુટકો નથી.

બદર ઉપર પોહોચ્યા પછી અમીર ઉમરની મારફતે નબીસાહેબે સામાવાળાને જે સંદેશો કહાવ્યો કે "તમારે અમારે આ છેલો સંદેશો છે કે તમારામાં અમારામાં લડાઇ ઠીક નથી અને આપણે પોતપોતાને ઠેકાણે જતા રહેવું ઠીક છે," મક્કી લોકોએ આ વાત માની નહીં અને લડાઇ ચાલુ થઇ.

આ લડાઇમાં અમીર ઉમરે ઘણી બહાદુરી બતાવી અને ઇસ્લામની સામા સગાઇનું ધ્યાન રાખ્યું નહીં અને પોતાના હાથે પોતાના મામા હાશમના દીકરા આશને કતલ કર્યો.

આસમબિનઅબી ઓફને મારી અબુદુજાના તેનો સામાન લેવાની તૈયારીમાં હતા તે વખતે અમીરે હુકમ કર્યો કે જ્યાસુધી ફતેહ ન થાય ત્યાં સુધી માલમતાને હસ્ત કરવાની ઇચ્છા રાખવી નહીં આ તારો માલ છે તેની હું સાક્ષી દાખલ નોંધ કરૂં છું. આ ઉપરથી જણાય છે કે લડાઇમાં લોકોએ કાયદેસર રહી કામ કરવાની અમીર ઉમરની પાકી રૂઢી હતી.

અમીર ઉમરની બીકથી તેમના કુટુંબી જાતવાળા બની અદી લડાઇમાં સામીલ થયા નહીં.

અમીરના કુટુંબીઓ તથા સંબંધીઓ મળી બાર માણસોએ કાપાકાપીનું મેદાન ગરમ કર્યું હતું. અને સર્વ પેહેલાં અમીર ઉમરનો દાસ મહજાશહીદ થયો.

છેવટે લડાઈ મુસલમાનોને હાથ રહી ને શત્રુઓમાંથી કાઇ ૭૦ માણસો કેદી પકડાયાં, આ કેદીઓમાં કેટલાક નામાંકિત સરદારો હતા, જેમકે- **મુત્તલિબના દિકરા અબ્બાસ**, અબુતાલિબના મોટા દીકરા અકીલ, **રબીહનો દીકરો અબુલઆસ**, વલીદનો

દીકરો વલીદ– નબીસાહેબે આ કેદીઓને શું કરવું તેનો અભિપ્રાય સર્વને પુછયો. અમીર ઉમરે જણાવ્યું કે મારો મત એવો છે કે એ કેદીઓમાંથી જે મુસલમાન એનો થડનો સગો હોય તે તેને મારી નાખે ને તે એવી રીતે કે **અબ્બાસને** અમીર હમઝા, અને **અકીલને** અલી તથા હું મારા ફલાણા સગાને કાપી નાખું– પરંતુ નબીસાહેબે હજરત અબુબકરના મતથી દંડની રકમ લઇ સર્વને મુકી દીધા, જે વિશે ઇનફાલની સુરત ( અધ્યાય ) ની આ આયત ઉતરી કે જેનો તરજુમો હેઠળ પ્રમાણે છે "જ્યાં સુધી નબી દેશમાં ધર્મશત્રુઓને મારી સંહારી ન નાખે ત્યાં સુધી તેની પાસે કેદીઓ (ની) ભીડભાડનું રહેવું ઠીક નથી.

નબીસાહેબે લડાઇ શરૂ થતાં પહેલાં ફરમાવ્યું હતું કે કેટલાક હાશમી પુત્રોને મક્કી લોકો તેમની ઇચ્છા નહી છતાં જબરજસ્તીથી તેડી લાવ્યા છે જેમકે અબ્બાસ તથા અબુલ બખતર તેથી એ બિચારાઓને મારી નાખવા નહીં જોઇએ એ ઉપરથી ઉતબાના પુત્ર હુઝેફાએ કહયું કે અમે અમારા સંબંધીઓને તો મારી નાખીએ અને અબ્બાસને જીવતા જવા દઇએ એમ બનશે નહીં. મનેતો જો અબ્બાસ મળશે તો જરૂર મારી નાખીશ. નબીસાહેબે અમીર ઉમરને કહયું કે સાંભળ્યું કે હુઝેફા શું કહે છે. અમીરે અરજ કરી કે આજ્ઞા હોય તો હું હુઝેફને હમણાજ મારી નાખું છું. નબીસાહેબે ફરમાવ્યું ઉમર એને મારશો નહીં એ પ્રભુના માર્ગમાં માર્યો જશે. અને તેથી એના ગુનાની માફી થઇ જશે. એ સાંભળી અબુ હુઝેફાએ પશ્ચાત્તાપ કર્યો અને મસોલમા જુઠા નબીની સામાની લડાઇમાં શહીદ થયો

**ઉહુદની લડાઈ**—નબી સાહેબ તથા મુસલમાનોનો નાશ કરવાને બીજે વર્ષે એટલે શવ્વાલ માસ સને ૩ હીજરીમાં મક્કી લોકોએ ઘણી ભારે તૈયારી કરી અને ઉહુદ આગળ બેઉ તરફના લશકરની ભેટ થઇ. પેહેલાં તો મુસલમાનોએ દુશમનોના સીપાહીઓની લેન ઉપર લેન કાપી નાંખી અને લુટફાટ ઘણા જોરથી કરવા લાગ્યા, આ લુટને જોઇ જે સીપાહીઓ શત્રુને રોકવાને વાસ્તે મુકેલા હતા તે ફતેહ થએલી જાણીને લશકરને આવી મળ્યા ને લુટ ચલાવી. એમની જગ્યા નાકાની હતી તે ખાલી પડેલી જોઇ હમણા મુસલમાન નહી થએલો મહા. શુરા ખાલીદ બીનલીદે તે વાટે પેસી જઇ તલવાર ચલાવી જેથી મુસલમાનોનું લશકર વિખરાઇ જઇ ઘણી ખરાબ અવસ્થામાં આવી પોહોંચ્યું.

આ લડાઇમાં ખુદ નબી સાહેબના કેટલાક દાંતો પડી ગયા, અને કપાળ ઉપર ઘા વાગ્યો, બકતરની કડીઓ ગાલમાં પેસી ગઈ અને પીડાથી લાચાર થઇ વેદના નહી સહન થવાથી એક ખાડામાં પડી લોકોની આંખથી અદ્રશ્ય થઇ ગયા. આ ઉપરથી ઘોંઘાટ થયો કે **નબી સાહેબ કપાઇ ગયા.** હવે મુસલમાનોએ હિમ્મત હારી દીધી–કેટલાક તો મદીને નાસી ગયા. કેટલાક નબી સાહેબ પછી જીવવું વ્યર્થ સમજીને પ્રાણ જાય ત્યાં સુધી લડવા લાગ્યા, કેટલાક નિરાશ થઇને બેસી ગયા, ફકત થોડાકજ માણસો કે જેમના નામો પણ ખરા જણાયા નથી આ પેગમબરીના ચળકતા સુર્યની પાસે રહેલા હતા, નબીસાહેબ ત્રીજી ટુકડીમાં હતા, થોડીક વાર પછી જણાયું કે **નબીસાહેબ હયાત** છે તેથી લડતાં ઝગડતાં લોકો હુજુરમાં પોહોંચી ગયા અને ગમે તે પછી કેટ-

લોક માણુસો લઈ સામા આવીને ખાલીદને પાછો હઠાવી દીધો.

મક્કી સન્યામાં ખબર પહોંચી કે નબી સાહેબ મરાયા એની તજવીજ કરવાને કુરેશ કુટુંબનો **મુખ્ય સરદાર અબુસુફિઆન**–મુસલમાનોની સન્યાની પાસે આવીને પોકાર્યો કે આ ટુકડીમાં **મુહમદ** છે ? નબી સાહેબે ઉત્તર નહીં દેવાને સુચવેલું હતું તેથી કોઇએ જવાબ વાળ્યો નહીં, ફરી તેણે પુછ્યું કે આ ટોળીમાં કહાફાનો પુત્ર (અબુબકર) છે ? તોપણ જવાબ ન મળ્યો, ત્યારે ફરીને પુછ્યું કે ખત્તાબનો દીકરો ( ઉમર ) છે ! તેનો પણ ઉતર ન મળતાં તેને નક્કી થયું કે એ સર્વે કપાઇ ગયા, જો એમનામાંથી કોઇ હોત તો ઉત્તર મળત, કુરેશ લશકર તરફ મોં કરીને તેના પ્રભુ **હુબલનાથ** ના મોઢેથી ગુણ ગાવા લાગ્યો. ને **જય જય હોબલ પ્રભુ જય જય હોબલનાથના** નાદો થવા માંડયા,

આ જય જયના નાદનો ઉતર મુસલમાનોએ નબીસાહેબની આજ્ઞા લઇને વાળ્યો, અને અમીર ઉમર પુકારી ઉઠયા, **અલ્લાહો અઝોવજલ**, સૃષ્ટીપતી પ્રભુ સર્વોતમ. અને સર્વે શ્રેષ્ટનો **જય જયકાર** અબુસુફીઆન નબી સાહેબનો સાદ ઓળખી ગયો અને બોલ્યો કે ઉમર જરા એમ તો આવો, આજ્ઞા લઇને ઉમર ગયા, અને અબુસુફીઆનને સાબીત કરી દીધું કે નબી સાહેબના મૃત્યુ સમાચાર આપ્યા છે તે કરતાં તમને વધારે ભરૂસાદાર ગણું છું.

આ પછી મક્કી સૈન્યા મક્કા તરફ પાછી ગઇ મુસલમાનો મદીને આવી ગયા; આ ઉહદની લડાઇનું પરિણામ માત્ર એટલુંજ કે અમીર હમઝા નબી સાહેબના કાકાનું મૃત્યુ થયું.

**ફારૂકપુત્રી મુસલમાન માતા બીબી હફસા**—હફસા બીબીના નામે અમીર ઉમરની એક પુત્રી હતી, તેનું લગ્ન ખનીસબિન ખુદાફાની સાથે થયું હતું, તે બદરની લડાઇમાં શહીદ થયા, બીબીનું પુનરલગ્ન કરવું એક અવશ્યનું કામ હતું. નબી સાહેબે સંસાર સંબધી ગાંઠ વધારે મજબુત કરવાને અર્થે પોતે બીબીની દરખાસ્ત કરી, અને અમીર ઉમરે ઘણા આનંદ તથા હર્ષથી પોતાની પુત્રીને નબી સાહેબની સાથે નિકામાં આપ્યા. હવે બીબી-**ઉમ્મુલ મોમનીન** એટલે મુસલમાનોની માતુશ્રી થયા.

**મદીના વાસી યાહુદી બની નદીર**—મદીના નગરમાં પેહેલાં યાહુદીઓની પણ વસ્તી હતી, તેમની સાથે મુસલમાનોનું તેહનામું થયું હતું, પરંતુ તેમની એક ટોળી તે કરારનામુ તોડીને દેશ ત્યાગી થઇ ગઇ હતી. બીજા કુટુંબનું નામ બની નદીર હતું, તેની સાથે કોલકરાર કરવા **સને ૪** હીજરીમાં નબીસહેબ અબુબકર તથા ઉમર તેમની શેરીમાં ગયા, તે અવસરે તેમણે ઠરાવ કર્યો કે પથરા મારી એ ત્રણે પુરૂષોને ચકદી નાખવા. એની નબી સાહેબને જાણ થઇ તેથી બનુનદીર કુટુંબના માણસોને કહાવી મોકલાવ્યું કે તમે મદીનેથી નિકળી જાઓ પરંતુ તેઓ સામા પડ્યા છેવટે લાચાર થઇ મદીનેથી નિકળી કેટલાક શામદેશમાં અને કેટલાક ખેબરમાં જઇ રહ્યા. એ લોકોના મકાનો તથા માલમતા મદની મુસલમાનોની ખુશીથી મકકા ત્યાગી મુસલમાનોમાં વેંહેંચાઇ ગયાં.

**બની મુસ્તલક સાથેની લડાઇ**—સને ૫ હિજરી શાબાન માસમાં બનીમુસ્તલક નામના એક અરબી કુટુંબની સાથે લડવાની તૈયારી થઇ, કેમકે એ કુટુંબના લોકો લડવાની મુસલમાનોની સાથે

તૈયારી કરી રહ્યા હતા, એ સૈન્યામાં-પ્રમુખ ભાગના અમીર ઉમર સેનાપતિ હતા. એ બેઉ લશ્કર જ્યારે ભેગા મળ્યા ત્યારે દુશ્મનો ઉપર ધાસ્તી દેખાડવાને મનામીના એક જાસુસને મારી નાખ્યો હતો લડાઇની ગરમા ગરમીમાં અમીર ઉમરને એવો નાદ કરવાને આજ્ઞા મળી કે જે મુસલમાન થશે તેને અમન મળશે.

**ખંદક એટલે ખાઇની લડાઇ**—મકકા ફતેહ કરીને ઇસ્લામી લશ્કર પાછું ફર્યું તે વખતે અમીર ઉમરના સેવક જહજાહ ગફ્ફારી અને ઉમર ઓફ અનસારીની વચ્ચેના હલીફ સિનાનજાની વચ્ચે તકરાર થતાં અહીં સુધી વાત વધી ગઇ કે દેશ ત્યાગીઓ ( મુહાજીર ) તથા દેશી ( અનસાર ) ની માંહે પણ એક બીજાની સાથે કઠણ શબ્દો ઉચ્ચારાયા, છેવટે ત્યાગીઓએ માફ માગી, ને ઝઘડો મટાડી નાખ્યો, **અબદુલ્લા બિન ઉમૈયાએ** નબી સાહેબને ઘણા ભારે નાલાયક શબ્દો વાપર્યા, આ અબદુલ્લા માત્ર મોંનોજ મુસલમાન ( મુનાફીક ) હતો. એને મારી નાખવાને ઉમર તૈયાર થયા, નબી સાહેબે પેહેલાં તો ઉમરને નરમ પાડયા ને પછી તેની સામા ઉસ્કેરાયલા ત્યાગી તથા દેશી મુસલમાનોને ઠંડા પાડયા **ખેબર બરમાં જઇ વસેલા** બની નદીરના યાહુદીઓના કેટલાક પ્રમુખોએ અરબસ્તાનના જુદા જુદા મથકો ઉપર જઇ ઇસલામ શતરૂઓને અસરકારક ભાષણો કરી મક્કા તથા બીજા ઠેકાણાઓથી લોકોની એક ચઢાઇ મદીના નગર ઉપર કરાવી દીધી નબીસાહેબે મદીના નગર બહાર એક ડુંગરીની તળેટીમાં તંબુ ઠોકયા, અને, જે તરફ પર્વત નોહોતો તે તરફ ખાઇ ખોદાવી દીધી આ વખત સુધી અરબસ્તાનમાં ખાઇની રૂઢી નોહોતી તેથી ઇસલામ શત્રુઓથી કંઇ બની

શકયું નહીં છેવટે તેમણે ઘેરો ઘાલ્યો, નબી સાહેબે જુદા જુદા મથકે જુદા જુદા અધિકારીઓ નીમી દીધા અને એક મથક ઉપર નબી સાહેબ પોતે નીમાયા, છેવટે તેમનામાં ફુટ પડી અને તેઓ ઘેરો ઉઠાવી લઇ તેમને રસ્તે ચાલતા થયા.

**બનીકરીઝાની સાથે લડાઇ**—યાહુદીઓમાંથી માત્ર એકજ કુટુંબ બનુ કરીઝને નામનું મદીનામાં રહી ગયું હતું, તેમણે ખંદકની લડાઇ વખતે દુશ્મનોને મદદ કરેલી તેથી નબીસાહેબ કોઇ ત્રીસહજાર માણસનું લશ્કર લઇને તેમની ઉપર ચઢી ગયા, અમીર ઉમર નબી સાહેબના ડાબા હાથ હતા અને સીદીક જમણા હાથ હતા. છેવટે યહુદીઓ હાર્યા અને પોતાની શિક્ષાએ પોહોંચ્યા.

**હુદેબીઆની સલાહ**-સને ૬ હિજરીમાં નબીસાહેબ પોતાના સોબતીઓ સહિત હથીઆરો શિવાય મકકે બેતુલ્લાના દર્શન કરવાને ગયા પરંતુ મદીનેથી ૭૦ કોસના અંતરે પોહોચ્યા ત્યાં ફરમાવ્યું કે હથીઆરો શિવાય જવું ઠીક નથી, તેથી ફરીથી ત્યાં રહી હથીઆરો મગાવી લીધા. મક્કા બે મન્ઝલ રહ્યું ત્યારે ખબર મળી કે મક્કામાં કુરેશ મુસલમાનોને પેસવા નહીં દે. નબી સાહેબે આડતીઆની જગ્યાએ અમીર ઉમરને મોકલવાનું ધારેલું એવા મતલબથી કે કુરેશને સમજાવી દે કે અમે પ્રદક્ષિણા કરવાનેજ ચાહીએ છીએ ને લડવાની અમારી મરજી નથી. તેમણે વિનંતી કરી કે કુરેશની સાથે મારે બનાવ નથી અને દુશમની છે અને મક્કામાં મારો કોઇ મદદગાર નથી, મને મોકલ્યાથી સલાહ ઉલટી બલા થઇ જશે આ વખતે મારી જગ્યાએ હજરત ઉસમાનને મોકલવાથી મામલો પતી જશે, જે ઉપરથી ઉસમાનને મોકલ્યા. કુરેશે ઉસમાનને રોકી લીધા.

આથી મુસલમાનોમાં બુમ પડી કે ઉસમાન શહીદ થયા. અને કુરેશના મુકાબલાને વાસ્તે બેતુર્રિદ્દવાનના સમ લેવામા આવ્યા. અમીર ઉમરે આ વખતે કેડ કસી અને લડવાને તૈયાર થઇ ગયા. અને પ્રતિજ્ઞાને અંગીકાર કરી, છેવટે વગર ઝંડે સલાહસંપ થઈ ગયાં, જે સુલહના કરારો જાહેર જોતાં મક્કીઓને લાભકારી તથા આબરૂના હતા. અને મુસલમાનોની હલકાઇના હતા, ઉમરે અરજ કરી કે મુસલમાનોને હાનીકારક શરતો કેમ કબુલ કરાય છે, નબી સાહેબે ફરમાવ્યું કે પ્રભુ આજ્ઞા એવીજ છે, આ પ્રશ્ન પુછવાથી અમીરે ઝંખવાણા પડી જઇ પશ્ચાતાપ કર્યો, અને બે અદબીના કારણથી અપવાસો કર્યા ખેરાત કરી અને દાસોને મુકત કર્યા, ત્યાર પછી જણાયું કે આ કરારનામુ મુસલમાનોનેજ લાભકારીછે, અને એથી મોટી જંગી ફતેહ મળશે.

**ગેર ઇસલામી ઓરતોને** છેડા છુટકા—એજ વખત આજ્ઞા થઈ કે મુસલમાનોએ મુસલમાન નહી એવી સ્ત્રીઓને છોડી દેવી તેથી તેમણે પોતાની બે ધણીઆણીઓ નામે ૧ કરીબા ૨ ઉમકુલસુમ જરદલની દીકરીને છુટકો આપી દીધો, અને અબીલ અફલાની પૌત્રી સાબિતની દીકરી જમીલાની સાથે નિકા કર્યો,

**ખેબરની લડાઇ**—સને ૭ હિજરીમાં ખેબરવાસી યહુદીઓએ કેટલાક બીજા તાયફા પોતાની સાથે મેળવીને લડવાની સામગીરી કરી, નબી સાહેબે પહેલાં તો તેમનું જોર તોડયું પછી ખેબર ઉપર ચઢાઇ કરી અને યહુદીઓના કોઇ પાંચ કિલ્લા હસ્ત કર્યા, અને બે જે ઘણા મજબુત હતા તે રહી ગયાં, તે બેઉ કિલ્લા લેવાનું કામ અમીર ઉમરને પણ સોંપાયું તે પણ બે દિવસ

સુધી મેહેનત કરી હજરત અબુબકરની માફક પાછા આવ્યા. ત્યાર પછી હજરતઅલીને મોકલ્યા તેમણે બેઉ કિલ્લા જીતી લીધા. ખેબરી લોકોએ ભોંય ભાગ દાખલ અડધી ઉપજ આપવાનો કરાર કર્યો નબી સાહેબે તે ભોંય યુદ્ધાઓ વચ્ચે વહેંચી દીધી અને તેમાંથી **સમગ** નામની ભોંય અમીર ઉમરના ભાગમાં આવી જે અમીરે ધર્માદા દાખલ આપી દીધી ઇસલામમાં પેહેલો વકફ એજ છે,

**હવાઝનની ચઢાઇ**-એજ વર્ષે અમીર ઉમરની સરદારી હેઠળ હવાઝન કુળના લોકો ઉપર લશ્કર મોકલાયું પરંતુ તે લોકો તેમના ત્યાં પહોંચતાં પહેલાં નાશી ગયા, અને કંઇ ઝપા ઝપી સરખી પણ થઇ નહી.

એજ વર્ષે નબી સાહેબ હુદેબીઆની સલાહને અનુસરીને આશરે બે હજાર મુસલમાનોને લઇને ઉમરો કરવાને મક્કે આવ્યા, રસ્તામાં અબદુલ્લા બિન રવાહ નબીસાહેબની ઉંટનીને નકીલ ઝાલી કેટલીક કવિતાઓ બોલતા હતા ઉમર સાહેબે એવી કવિતાઓ બોલવાને મના કરી પણ નબી સાહેબે ફરમાવ્યું કે ઓ ઉમર એને આ કવિતાઓ બોલતાં મના કરશો નંહી. આપદો તીરો કરતાં પણ વધારે કામ કરી જાય એવા છે.

---

## મક્કાની ફતેહ અને જન્મ સુધી મુસલમાનોની ચઢતી હાલત.

કુરેશે હુદેબીઆની શરતો તોડી નાખી અને તેથી ઉલટા ચાલવા લાગ્યા તેથી તેમની ઉપર ચઢાઇ કરવી પડી કુરેશના સરદાર અબુસુફીઆને

મુસલમાનોની ચઢતી હાલત જોઇ ફરીથી નબીં સાહેબની સેવામાં સલાહ કરવાને વિનંતી કરી પણ તેમાં તે ફાવ્યો નહી. સેવામાં હાજર થયો પણ સખત જવાબ અપાયો છેવટે થાકીને પાછો જતો રહયો.--

**સને ૮** હીજરીમાં દશ હજાર ઇસલામી શુરાઓનું લસ્કર મક્કાની નજીક પહોંચ્યું અબુસુફીઆન ત્યાં આવતાં પહેલાં હજરત અબ્બાસને મળ્યો હવે અબ્બાસ કેટલાક દિવસ પહેલાં મકકેથી નીકળી નબી સાહેબની સેવામાં હાજર થઈ મુસલમાન થઇ ચુકયા હતા. અબ્બાસે અબુસુફીઆનને સમજાવ્યો કે ભલા માણુસ હવે તારૂં કલ્યાણ એમાંજ છે કે તું મુસલમાની ધર્મ ગ્રહણ કરે તેણે એમની વાત ગાંઠે બાંધી અને એઉ નબી સાહેબની હુજુરમાં હાજર થયા, રસ્તામાં અમીર ઉમર મળ્યા અને તેમણે અબુસુફીઆનને મારી નાખવાની મરજી કરી કેમકે તે વખત એઉ તરફથી કરારનામા તુટી ગયા હતા, પણ અબ્બાસે કહ્યું કે મેં એને જીવતદાન આપેલું છે, ઉમર શાંત રહી ગયા.

## છેવટે મક્કા ફતેહ થયું-બધા મક્કી મુસલમાન થયા. અને કાબાના મંદીરમાંથી પ્રતિમાઓ કાઢી નાંખી ફેંકી દેવામાં આવી.

---

**હુનેનની લડાઈ**-મકકેથી કોઇ દશ ગાઉ ઉપર દક્ષિણ તરફ હુનેનના જંગલમાં ઇસ્લામનો પકકો શત્રુ હવાઝેન કુટુંબ રહેતું

હતું તેના લોકોએ મક્કા ઉપર ચઢી આવી ધાવો કરવાની સામગીરી કરવા માંડી હતી. નબી સાહેબે કોઇ બાર હજાર માણસો સહીત તેમના ઉપર ચઢાઇ કરી પણ સામાવાળાના તીરકામઠાના લડવૈયાઓ-એ મુસલમાનોને મારીને નસાડી કાઢ્યા, આ વખતે નબી સાહેબની સાથે કેટલાક સોબતીઓ રહી ગયા હતા તેમાંથી ઉમર સાહેબ પણ હતા. નબી સાહેબના ફરમાવ્યાથી અબ્બાસે અવાજ દઇ મુસ-લમાનોને પાછા બોલાવ્યા તેઓ આવ્યા અને ભેગા મળીને એવો હલ્લો કર્યો કે શતરૂઓ નાસી ગયા, અને તેમના આશરે છ હજાર માણસો કેદ પકડાયા.

**તાઇફની લડાઇ**-હવાજેનતનો સરદાર ઓફનો દીકરો માલિક-તાઇફના કિલ્લામાં જઇને ભરાઇ બેઠો હતો. મુસલમાનોએ તે તરફ લક્ષ આપ્યું, કેટલાક દિવસ ઘેરો રહ્યા પછી તે પડનો મુકી ચાલ્યા આવવાનો હુકમ થયો, તે હુકમ સંભળાવનાર અમીર ઉમરજ હતા.

**બતુકની ચઢાઇ** સને ૯--હિજરીમાં રૂમના કેસર-( એટલે રોમ શહેરનો સીઝર અરબસ્તાન ઉપર ચઢાઇ લાવે છે એવો બુમાટ ચાલ્યો એ સાંભળતાંજ પેગમબરે પોતાનું લશ્કર શામ ઉપર ચઢાઇ કરી રોકથામ કરવાને મોકલ્યું-એ ચઢાઇ ઘણા દુર દેશ ઉપર હતી તેમજ એક મોટા રાજ્યાકર્તાની સામા હતી તેથી ઘણા નાણા અને સામગીરીની જરૂર હતી, તેવી ટીપ કરવાની જરૂર થઇ તે વખતે અ-મીર ઉમરે પોતાની માલમતામાંથી અડધી લાવી નબી સાહેબના પગે ભેટ કરી દીધી, લશ્કર બુતુક સુધી ગયું પણ ત્યાં સાંભળવામાં આવ્યું કે આતો એક બુમાટોજ હતો. તે બધું લશ્કર પાછું આવ્યું

**નબી એકાન્ત વાસ**-એજ વર્ષે એટલે **સને** ૯ હિજરીમાં

નબી સાહેબ સંસાર ખટલાની ખટપટોથી થાકી એકાંત વાસમાં રહેવા લાગ્યા જેથી લોકો સમજ્યા કે નબી સાહેબે પોતાની ધણીઆણીઓને છુટક છેડો આપી દીધો, બધાને એથી દુઃખ તો ઉતપન્ન થયું પણ હુઝુરમાં અરજ કરવાની કોઇની હિમ્મત ન હોતી છેવટે અમીર ઉમર નબી દ્વારે ગયા પણ ઘરમાં દાખલ થવાની રજા મળી નહીં તેથી એમને સંદેહ ઉપજ્યો કે રખેને નબીસાહેબ સમજ્યા હોય કે હું મારી પુત્રી હફસાની કંઇ સીપારશે આવ્યો હોઉં મારો એ હેતુ નથી જો નબી સાહેબ રાજી હોય તો હમણાં જઇ તેનું માથું ધડથી જુદુ કરી નાંખું તેથી તેમને અંદર આવવાની રજા મળી અંદર જઈ પુછ્યું કે આપે સ્ત્રીઓને છુટકો આપી દીધો છે? જવાબ મળ્યો નહી. તે સાંભળી અમીર મસજીદમાં આવ્યા અને સર્વેને ખુશીની ખબર સંભળાવી.

---

## બીજા અમલદારોના હાથ હેઠળ નોકરી કરવી.

સને ૯ હિજરીમાં અમરબીન આસને મદીનાની સરહદમાં એક માથા ફરેલ કુટુંબ ઉપર મોકલેલા તે વખતે તેમને પણ બીજા અસહાબો સાથે તેમના તાબામાં કામ કરવા નીમ્યા હતા. બીજીવાર સમુદ્ર કાંઠે વસ્તા કેટલાક લોકોને જીતવાને અબુ ઉબેદાબીન જરરાહને મોકલેલા તેમના તાબામાં અમીર ઉમરને પણ મોકલ્યા હતા.

સને ૧૧ હિજરીમાં આસામા બિનકેદને મોતા નામના કસબાઉપર ચઢી જવાનો હુકમ થયો હતો તે વખતે ઘણા 'સહાબીઓની સાથે તેના તાબામાં અમીરઉમર પણ નીમાયા હતા' એજ વર્શે નબી સાહેબજન્નતે સિધાર્યાથી એ ચઢાઇ મુલતવી રહી ગઇ.

**હજ્જતુલ વિદા**—એટલે છેલ્લીહજ-સને ૧૦ હિજરીમાં આશરે લાખ માણસોને લઇને નબી સાહેબહજ કરવા આવ્યા અમીર ઉમર પણ તે વખતે નબી સાહેબની સોબતમાં હતા.

**અબી ઉબૈયાનું મરણ**—અબીઉબૈયાના દિકરા અબદુલ્લા નામનો મુસલમાન હતો. તે મરી ગયો તેના શબ ઉપર નિમાજ પઢવા નબીસાહેબ ગયા અમીર ઉમર વચ્ચે પડયા કે એ મુસલમાન નોહોતો હું નિમાજ નહી પંઢવા દઉ. પણ નબી સાહેબતો દયાસાગર હતા તે ક્રિયા કરી, તેજ વખતે એવા લોકોની ક્રિયા ન કરવા વિશે કુરાનમાં આજ્ઞા આવી.

## નબીસાહેબની વફાત.

સને **૧૧** હિજરીમાં તેર દિવસનો મંદવાડ ભોગવી **તા. ૧૨** રબીઉલ અબલ સોમવારને દિવસે ખરા બરાબર બપોરનો વખતે નબીસાહેબે આ દુન્યાનો ત્યાગ કર્યો તે વખતે અમીરઉમર એવા બેભાન બની ગયા હતા કે એવું માનતાજ નોહોતા કે નબીના આયુષનો અંત આવે, છેવટે હજરત અબુબકર સિદીકે કુરાનનું વચન બોલી સાબીત કર્યું કે નબીસાહેબ આસંસારમાંથી બીજી દુનિયામાં ચાલ્યા ગયા,

**ખડીઓં લેખણ**—નબી સાહેબે વફાતના ત્રણ દિવસ પહેલાં ખડીઓ લેખણ માગ્યો ને બોલ્યા કે-**મને ખડીઓ લેખણ આપો (હું એક એવી વસ્તુ લખું) કે તમે કદી કુમાર્ગે જાઓ**

નહીં'-અમીર ઉમરે ઉત્તર દીધો કુરાન અમને બસ છે-તે કહેવા લાગ્યા કે દર્દના દુઃખમાં ભાન ન રહ્યાથી આ શબ્દો નિકળ્યા છે. ખડીઆ લેખણ ઉપર વગર કારણે લોકોને ભમાવવાને શીઆ લોકો તકરાર કરે છે કે અલીને પોતાની જગ્યા ઉપર ખલીફો કરવાનું વસીઅત નામુ અથવા વીલ લખતા હતા જેનો જવાબસુન્નત જમાતવાળા આલિમોએ આપ્યો છે તે જુદો છપાશે અને જેનું નામ ખડીઆ લેખણ અપાશે.

## સિદીકેં અકબરની ખિલાફતમાં અમીરઉમર સાહેબે ઇસલામની બજાવેલી સેવાઓ—



નબી સાહેબની વફાત પછી મદની લોકો સઅદ બિન અબદુલાને અને દેશ ત્યાગીઓ સિદીકને અને બનીહાશમ મવલાઅલીને ખીલાફત ઉપર નેમવાનું ધારતા હતા એ વિશે મુહાજિર અનસારની એક મોટી સભા ભરવામાં આવી હતી કે કોની નીમનોક કરવી તે અવસરે સર્વ સનમુખે સર્વથી પેહેલાં અમીરઉમરે હાથ લાંબો કરી સીદીકના હાથ ઉપર પ્રતિજ્ઞાનો કરાર કર્યો ત્યાર પછી બનીહાશમ શિવાય સઘળા ત્યાગીઓ તથા દેશીઓએ પ્રતિજ્ઞા કરી, ત્યાર પછી થોડા દહાડા પછી મોલાઅલીએ પણ સિદીક સાહેબના હાથ ઉપર પ્રતિજ્ઞા કરી અને બધા મુસલમાનો એક મત થઇને દીન દુન્યાના કામોમાં નબીસાહેબની જગ્યાએ હજરત સિદીક અકબરની સત્તાતળે ચાલવા લાગ્યા.

**ઉસામાના લશકરમાં અમીરની નીમણુક**—સિદ્દીક અકબરે અસામાને શામ ઉપર ચઢાઇ સાથે મોકલ્યા પણ પોતાની પાસે અમીરઉમરને સલાહ મસલતના કામને વાસ્તે રાખી લીધા. દરેક કામમાં ઉમરનો અભિપ્રાય લીધા વિના કામ કરતા નોહોતા અસામા પણ થોડાક દિવસ પછી જય મેળવીને આવ્યા

---

# સિદ્દીકના વખતના બનાવો.

1 મ્યન નામની જગ્યાએ નબી સાહેબ હયાત છતાં અસ્વદ અનસીએ પેગમબર થવાનું પ્રગટ કરેલું સિદીકી રાજયના પેહેલાજ વર્શમાં તે મરાયો (૨) અને ૧૨ હિજરીમાં ખાલિદના દીકરા તલહાએ બંડ ઉભું કર્યું તેને સદ્દ પુત્ર ખાલિદે હરાવી તેના તોફાનનો નાશ કરી દીધો. (૩) યમામા દેશમાં મસીલમાકુઝઝાબ નામના માણસે હું પેગમબરછું એવું પ્રગટ કરેલું તેમજ બનીશઅબ જાતમાં સજા નામની સ્ત્રીએ પેગમબર થવાનો ઢંઢેરો પીટેલો, આ બેઉ એક બીજાથી મળી ગએલા, પછી સજાની સૈન્યાવિખરાઈ જવાથી તે એક બેટમાં જઇ રહી ખાલિદે કેટલીકવાર ચઢાઇ કરી યમામા દેશ જીતી લીધો અને મસીલમાને મારી નાખ્યો (૪) સને ૧૨ હિજરીમાં મસના બિનહારિસ મુસલમાન થયા તે શેબાની હતા અને ઇરાક દેશની સઘળી કામગીરીની જોખમદાર પોતે બન્યા તે પછી ખાલિદ તેમની મદદે ગયા અને તેમણે અરબી ઇરાક દેશ જીતી લીધો,

**સને ૧૩ હિજરીમાં** શામ મુલક જીતી લેવાને ચાર નામદાર નબી સોબતીઆઓને જુદે જુદે સ્થળે મોકલ્યા, પરંતુ રોમના સીઝરે

તેમની સામા અગણીત સૈન્યાઓ મોકલી તેથી તેજ વર્શમાં ખાલિદની નીમનોક શામ ઉપર થઇ જેમણે **અજેનાદીનનું** મેદાન જીતી લધું અને **દમિસ્કને** ઘેરો ઘાલ્યો.

એજ વર્શમાં જનાબ સીદીક માંદા થયા, તેમણે પોતાની અક્કલ પ્રમાણે અમીર ઉમરને ખલીફા કરવાનો અભિપ્રાય મોટા મોટા સહાબીઓથી પુછયો, **૧** અબદુરેહેમાન બિનઓફે ઉમરના વખાણ કરીને તે સ્વભાવે ઘણા કઠણ છે એવી ટીકા કરી, સિદિકે કહ્યુ કે એ કઠણપણું મારો માયાળુ નરમ સ્વભાવ હોવાને લીધે છે. જ્યારે સઘળો ભાર તેની ઉપર નંખાશે તો તબીઅત બદલાઇ જશે, **૨** હઝરત ઉસમાન સિદિક સાહેબના અભિપ્રાયથી મળતા થયા, **૩** અબદુલ્લા પુત્ર તલહાએ મત આપ્યો કે ઉમર સ્વભાવે કઠણ છે એમ જાણીને તેનેજ ખલિફ ઠરાવો છો, તેનો પ્રભુને શું ઉત્તર આપશો, સિદીકે જવાબ દીધો કે તુ મને પ્રભુનું નામ દઇને બીવરાવે છે, પ્રભુના સમ ખાઇને કહુંછું કે હે પ્રભુ મેં સ્રષ્ટીમાં સર્વ શ્રેષ્ટ પુરૂષને ખિલાફત ઉપર નીમ્યો છે અને તારી પ્રજા એક મહા યોગ્ય પુરૂષના તાબામાં મુકી છે.

**સીદીકની વફાત**—તે પછી સિદિકે ખિલાફત વિશે એક વસીઅત નામું લખ્યું અને અમીરઉમરને બોલાવી દયા તથા નમ્રતાથી કામ કરવાની શીખામણ દીધી તા. **૨૧** જમાદી ઉસ્સાની સોમવારને દિવસે સવાબે વર્શ ખિલાફતનું રાજ્ય ભોગવી આ સંસાર મુકીને આસતા થયા.

# અમીર ઉમરની ખિલાફત (પ્રજા સત્તાક રાજ્ય) પ્રતિનિધિ.

અમીર ઉમર સાહેબના રાજમાં **એશીયા પૈકીરૂમના** સુબાએ દ્વીપો **શામ** દેશ તથા **મીસર દેશ** જીતાયા. પ્રજાના સુખના રાજ્યના બંદોબસ્તના તથા તેને મજબુત કરવાના ઘણા સારા સારા નીયમો તથા ઉપાયો યોજીકામે લગાડવામાં આવ્યા, જે વિશે લઘુ વર્ણન હેઠળ આપવામાં આવ્યું છે.

## ઇરાનની ફતેહ.

સીદીકે અકબરના રાજમાં ઇરાક દેશ જીતી લેવામાં આવ્યો હતો જેથી ઇરાનનું રાજ્ય ચમકી ઉઠી તૈયારીમાં પડ્યું હતું ખુરાસાનદેશના ગવનર ફરૂખઝાદના દીકરા મહાબુદ્ધીવાન તથા શુરા રૂસ્તમને મોટી સામગીરી સાથે મુસલમાનોની સામા થવાને નીમ્યો હતો, એ ખબર સાંભળીતાંજ ઇરાકના હાકિમ મુસન્નાએ ખિલાફતના દરબારથી કુમક માગી હતી ઉત્તર આવવામાં વાર થઇ તેથી થાકીને હાકીમ પોતે મદીના રાજ્યધાનીમાં આવ્યો, તે વખતે સિદ્દીકે અકબર મંદવાડ ભોગવતા હતા તેથી તેમનાથી એટલુંજ બન્યું કે તેગણે અમીર ઉમરને ફરમાવી દીધું કે મારી છેલી વખત છે ને તમારે તમારી ખિલાફતના વખતમાં સૌથી પેહેલાં ઇરાકમાં લશ્કર મોકલવું. અમીર ઉમરે તે આગ્નાને માન્ય કરી એક ભારે સૈન્યા ભેગી કરીને અબુઉબેદા સક્ફ

ફની સરદારી હેઠળ ઇરાક ભણી રવાને કરી દીધી-

**ઇરાનીઓએ મુસલમાનો તાબેના ઇરાક દેશને કબજે કરી લીધો**—રૂસ્તમે ઇરાક દેશ હસ્ત કર્યો, રૂસ્તમના તાબામાં નરસી, તથા જાપાન નામના બે સરદારો હતા તેઓ હીરા મુકામની પાસે આવી પોહોંચ્યા, અબુઉબેદાએ લશ્કરને શણગારી **નમસ્ક** માં થોભેલા જાપાન ઉપર હુમલો કર્યો, આ ઘણી મોટી લડાઇ થઇ ને છેવટે ઇરાનીઓની હાર થઇ, અને જાપાન પોતે મનઝર બિનફ્ઝાઅનસારીના હાથે પકડાઇ ગયો હવે મનઝર જાપાનને જાણતો નોહોતો અને તેથી બે ગુલામો પોતાના બદલામાં આપી છુટીને આવ્યો, તે પછી મુસલમાનોએ તેને ઓળખ્યો ને કહેવા લાગ્યા કે અમે એવા શત્રુને મુકતા નથી. તે ઉપરથી ઇસલામી સેનાપતિએ ફરમાવ્યું કે જે થયું તે થયું વચન ભંગ જે ઇસલામમાં દુરૂસ્ત નથી તે થઇ શકે નહીં, એ સાંભળી જાપાને મુસલમાની ધર્મ ગ્રહણ કર્યો, અને મનઝેરને ઘણું ઈનામ આપ્યું,

જાપાન ઉપરની આ ફતેહ પછી અબુઉબેદાએ **સકાતીઆ** આગળ નરસીના મોટા લશ્કરને હરાવી દીધું. અને પોતે ત્યાંજ પડાવ નાંખીને રહી ગયા નાની ટુકડીઓ ઇરાનીઓની પુંઠે મોકલી,

આ હારોની ખબર સાંભળી રૂસ્તમે મરદાનશાહ જેનો દરબારી ખિતાબ બેહમન હતો દુરફશે કાવયાની નીશાનની સાથે ચાર હજાર ફોજ આપી રવાને કર્યો, તે **મરૂહા** નામની જગ્યાએ ફુરાત ( યુફરેતીસ ) નદી ઉપર આવી સંગ્રામની રચના કરવા લાગ્યો, અબુઉબેદાએ પુલ બાંધી નદી ઓળંગી, અને ઘણી હુશીઆરી તથા જવાંમરદીથી દુશ્મન ઉપર ટુટી પડયા, સામા લશ્કરમાં હાથીઓ હતા

જેમને જોઇ એમના ઘોડા ભડકયા, આ વખતે મુસલમાનોએ પેદળ થઇને હાથી નશીન દુશમનોને ધુળમાં સુવરાવવા માંડયા ત્યાર પછી અબુઉએદાએ પોતે એક હાથી ઉપર હલ્લો કર્યો હાથીએ એમને પછાડીને ચગદી નાંખ્યા, તે પછી પણ લડાઇ ચાલુ રહી–પરંતુ છેવટે મુસલમાનો નાસી નિકળ્યા શત્રુએ પુલ તોડી નાંખ્યો હતો, એમને રસ્તો ન મળ્યાથી નદીમાં કુદી પડયા મુસન્નાએ હિમત કરી ફરીથી પુલને મરામત કર્યો અને ફોજને પાર ઉતારી લાવ્યો, પરંતુ પોતે ઘાયલ થઇ ગયો હતો; આ ખોટો બનાવ--**રમજાન માસમાં શનીવારે બન્યો-સને ૧૩ હિજરી**-અને આ બનાવથી નવ હજાર મુસલમાનોમાંથી માત્ર ત્રણ હજાર રહી ગયા, અને છ હજાર કપાઇ ગયા અથવા નાપેદ બની ગયા તેમનો પત્તો ન લાગ્યો.

ઇરાનીઓ આ ફતેહ મેળવીને છાકયા, અને ઇરાન દરબારમાં ભખેડા ઉઠવાથી આ સૈન્યોનો સરદાર ઇરાન જતો રહ્યો; મુસન્નાએ પેહેલાં તો ઇરાકની સરહદની છાવણીઓમાંથી મોટી ફોજ ભેગી કરી લીધી. અને તે ઉપરાંત ખિલાફતી દરબારથી અબદુલ્લા પુત્ર જેરીર બિજલીના તાબામાં મોટું લશકર રવાને થયું, અંતે તે લશ્કર ખરેખરા વખત ઉપર મુસન્નાને જઇ મળ્યું,

આરબ લશ્કરની સંખ્યા વધવાની ખબર સાંભળી રૂસ્તમની સલાહ લઇ અઝરમી દુખ્તે બાર હજાર સ્વારો મેહરવીઆ પુત્ર મેહેરાનના તાબામાં આપી મુસલમાનોના મુકાબલામાં મોકલ્યો, આ સરદાર અરબસ્તાનમાં હમદાની ઉછરેલો હતો,કુફા પાસે **બલેબ** આગળ ઇસલામી પડાવ હતો, **રમજાન સને ૧૪** હિજરીમાં મેહરાન ફુરાત નદી ઉતરી મુસલમાનો ઉપર આવી પડયો આ ઇરાની-

ઓ એવી ગર્જના કરીને પડ્યા કે તેમના ધુંધવાટથી રણસંગ્રામ ગુંજી ઉઠ્યું મુસન્ના પણ ફોજને લલકારીને એકદમ શત્રુની ઉપર જઇ પડી પેહેલી ટુંકડી તોડીને મધ્યમાં પેસી ગયો. ઇરાંનીઓએ દમ લઇને ફરી મુસલમાનો ઉપર હલ્લો કર્યો આ વખતે ઇસલામીઓના પગ ઉપડી ગયા, પણ મુસન્નાએ હિમ્મત આપી તેથી તેઓ પાછા ફર્યા અને ઘણીવાર સુધી પગ ટકાવી લડતા રહ્યા ઇરાનીઓએ પણ ઘણી જવાં મરદી દેખાડી પરંતુ તેમનો સેનાપતિ જરીરના હાથે મરાયાથી તે નાશી ગયા, મુસન્નાએ પુલ તોડી એટલા ઇરાંનીઓને તલવારના ઘાટની પાર ઉતારયા કે ઘણા વર્ષ સુધી ત્યાં હાડકાંના ઢગલાં જોવામાં આવતાં હતાં.

**આ ફતેહથી મુસલમાનોને ઘણી લુટ મળી--અને** આખા ઇરાક દેશમાં તેઓ ફેલાઇ ગયા, બગદાદની પાસે દર માસે એક ભારે મેલો ભરાતો હતો તેની ઉપર તુટી પડી તે બજારને લુટી લીધો પૂરાન દુખ્ત રાણી એક વર્ષ ચાર માસ રાજ કરીને મરી ગઇ (તે વખત સિદ્દીકી ખિલાફતનો હતો, તે પછી અમીરો તથા સરદારોએ રાજા ઘડવાનું કામ આરંભ્યું, એક વખતે કોઇ રાજ કુંવરને તખ્તનશીન કરે અને થોડા દિવસ પછી તેને ઉઠાડી બીજાને બેસાડે ખરૂં જોતાં તખ્ત અને તાજ બાળકોની રમત થઇ પડ્યા હતા.

અબુતાલિબ મોલાઅલીના પિતા તથા નબી સાહેબના કાકા ઇમાનદાર ન બની મરી ગએલા તેમના વિશે ઇમામ અબુહનીફ સાહેબે ફિકા અકબરમાં આવી રીતે લખ્યું છે.

---

# અબુતલિબનું મૃત્યુ.

( નબી સાહેબ ) તેમના કાકા અબુતાલિબ અધર્મી બનીને મરી ગયા. અને જે લોકો કહે છે કે ઇમાનદાર થઇને મરી ગયા તેનો આરદદીઓ છે ઈમાનદાર કહેનાર રાવજીઓ છે.

જ્યારે અબુતાલિબ મરવા પડયા, ત્યારે નબી સાહેબ તેની પાસે આવ્યા, તે વખતે તેમની નજીક અબુજેહેલને બેઠેલો જોયો અને તે તેમને ઉશકેરતો હતો, પછી નબી સાહેબે કહ્યું કે હે કાકા કલમો પઢો-જેથી હું તમારા મોક્ષની ખુદા તઆલા સામા અરજ કરૂં તે વખત અબુજેહલ બોલ્યો કે અરે શું અબદુલ્લ મુતલ્લબના ધર્મથી તું ફરી જાય છે. નબી સાહેબ અને અબુજેહેલની તે વખતે તકરાર ચાલી—છેવટે અબુતાલિબ બોલી ઉઠયા કે હું અબ્દુલ મુત્તલિબના ધર્મ ઉપર પ્રાણ આપું છું અને કલમો કહેવાનો ઈનકાર કર્યો. નબી સાહેબે કહ્યું કે હું એને મોક્ષ મળે ત્યાં સુધી પ્રાર્થના કરીશ-છેવટે કુરાનની આ આયતની પ્રેરણા થઇ.

નબી અને જે લોકો ઇમાન લાવ્યા છે તેમને ઘટતું નથી કે અધર્મીઓના મોક્ષને વાસ્તે પ્રાર્થના કરે જ્યારે તેમને માલુમ પડી આવે કે તે લોકોનો નર્ક વાસ છે (મર્તી વખતે ઇમાન ન લાવ્યો હોય) એટલે કુફર ઉપર મરી ગયો, જ્યારે અબુતાલિબને નબીસાહેબે ઇમાન લાવવાનું કહ્યું તે તેણે ઇનકાર કર્યો તે વખતે એના મૃત્યુ વેળાએ તેના ઇનકારથી આયત ઉતરી અરે નબી જેની ઉપર તમારો પ્રેમ હોય તેને પ્રભુ ના

માર્ગે દોરી શકતા નથી પણ પ્રભુ ચાહે તેને મોક્ષ માર્ગે દોરે છે. બુખારી તથા મુસલિમ નિઝામીએ સિકંદર નામામાં લખ્યું છે કોઇ વખત પ્રભુ ઘરમાં નિપજતાં જવેરાતનો પણ લાભ લેવા દેતો નથી-જેમકે અબુતાલિબ જેવાનો પથરા મારી અંત લાવે છે.

( અપૂર્ણ ).

**વાંચનારાઓએ બીજા ભાગની વાટ જોવી-પેહેલાંથી પોતાના નામો નોંધાવવાં.**



# આ પુસ્તક મળવાના ઠેકાણા.

| | |
|---|---|
| ગુજરાતી પંચ પ્રેસ. | |
| તાજુદ્દીન સાહેબ બુકસેલર | ખાસ બજાર, |
| હરગોવીંદદાસ હરજીવનદાસ | બજાર |
| સૈઇદઅલી સાહેબ | શાહપુર મીલ |
| ઇમામખાન સાહેબ | આર્ગ મીલ. |
| હુસેનખાન સાહેબ | ફડાકા મીલ, |

---

## નાણાની પોહોંચ—

| | | |
|---|---|---|
| શેઠ | રેહમુભાઇ લાંબાભાઇ | ૧ |
| શેઠ | હુસેનભાઇ પીરમુહમદ મુલ્લા | ૧ |
| શેઠ | હાજી ફકીરમુહમદ ફાજલભાઇ | ૧ |
| | એકબાઇ | ૨ |
| | બકતાનુશબાદશાહ | ૫ |
| શેઠ | ચાંદભાઇ હાજીકરીમ મુહમદ | ૧ |
| શેઠ | મેહેમુદમીયાં સાહીવાલા | ૧ |
| શેઠ | પ્યાર મુહમદ યારમુહમદ | ૧ |
| જનાબ. | સૈયદઅલીસાહેબ શાહપુર મિલના ટાઇમકલાર્ક. | ૧ |
| ,, | માસ્ટર ઇસમાઇલભાઇ ખાનુભાઇ શાહપુરમિલ. | ૧ |
| ,, | માસ્ટર હસનભાઇ શાહપુર મિલ. | |